ન.૨૮

# કનક-તારાનાં ગાયનો.



ાંગનાઓ—(જંગલો ઝીંઝોટી—પંજાબી ઠેકો.)

આહા સખી આસને શું ભુપ શોભેરે;

.l—કીર્તિવંત ભારીરે, મુરત મનોહારીરે.

૭—છે દુઃખોના ટાળક, એ પ્રજાના પાળક,

૭—જેથી સર્વેનું મન મુખ જોવા લોભેરે. આહા!

ાી—વિદ્યા વશ જેનેરે, લક્ષ્મી પણ વશ તેનેરે,

મી—સદા તે પાશ સુખ, દુર વામે તેનાં દુઃખ;

ડી—પુન્યશાળીના પ્રતાપે, ક્ષીર નીર શોભેરે. આહા.

.મારણુ— ત્રીતાળી ચોપાઇ.

અમર રહો રાજા ધિરાજ, કરૂં વિનતી આપને આજ:

હું આવતો રસ્તે જ્યારે, લંપટસીંહે લુટ્યો મને ત્યારે.

વળી કીધું કે રાજાને કહેજે; તારા પુત્રી તારી છે જે,

તેને પરણીશ હું નિરધાર, માટે રહેજે ચેતી તૈયાર.

ંદ્રસિંહ—અરે! પ્રધાનો પ્યારા આ શું! સાંભળી રહ્યા!

કયાં ગયા શસ્ત્રો તમારાં? આ શુ સાંભળી રહયા!

કૂર વેણુ આ ન ખમાય પકડી પાપી લાવો આંગ;

હરણ કરશે એ તારા મારી? આ શું સાંભળી રહયા!

**સેનાપતિ**—રજા આપોને સાહેબ અમને, લડવા જાવાદો આગા.

**પ્રધાનજી**—એ પાપી લંપટને પકડી, છુંદી છુંદી કરજો ઠાર

**સેનાપતિ**—વારૂ સાહેબ એમ કરીશું, હવે નહિ એસીરહીશું

હુકમ આપનો શીર ચડાવી, એ પાપી જીતવા જઈશું.

**ચંદ્રસિંહ**—સાબાશ છે શુરા, લડાઇમાં પુરા, તીર તમે તુરા,
ચલાવજો તાકી તે ઠાર.

**ચંદ્રિકા**— **કેરબો.**

પૈસા પૈસાની ખુબી છેજ ન્યારીરે,
ખુબી છેજ ન્યારીરે, મોહયાં નર નારીરે. પૈસા૦
પૈસો પેખીને સદગુણી, મુકે ગનથી ધીર;
પૈસા માટે ખુન કરે છે, બાળા એહેનનું વીર. પૈસા૦
પૈસા શારૂ મેં પાપીએ શેઠાણી ગુમાવ્યાં;
પૈસો પાસે હતો જેથી, તો પ્રપંચી ફાવ્યા. પૈસા૦

**રત્નસીહ**—[ડાલો જોબન મદમાતી ગુજરીયાં—એ રાગ]

તાત વાત કહો માગ સમછે તમનેરે,
શી વિચાર કરો મન દેઇ હાથ લમણે. તાત૦

**ચંદ્રસીંહ**—લંપટસીંહ લુટારાનો સરદાર પાપીરે;
પકડવા ગયું સેન્ય આવ્યું ન અધાપીરે.
નજર બગાડી તારા બેનની તે વ્યાપીરે

**રત્નસીંહ**—ત્યારે તો એ દુષ્ટને હું જઈ નાંખુ કાપીરે;
છોને લશ્કર ગયું જવું ત્યાં તથાપીરે.

**કનકમંજરી**—[ સદા રહો પાસ પીયુ એ રાગ. ]

પ્રેમથી પહોડોને પીયુ પ્રેમથી પોહોડો;
સુગંધમય શાન્ત વાયુનો ચડયો ઘોડો. પ્રેમ૦
ધીમે ધીમે ચરણુ ચાંપુ, લાવો શીર તાજ;
ચિત્ત ચિન્તા ના લહો, માયાળુ માહારાજ;

મિંદ્રા દેવી સેવી લક્ષ તેહુથી જોડો. પ્રેમ૦

**નેપથ્યમાં—** **ગીતિ.**

રમઝમ કરતી રજની, ભળતી જાયે અંધારાથી પુર;
પશુ પંખી પ્રાણી સૌ, શાન્ત થયાં છે નથી સંભળાતોસુર

**કનકમંજરી—(સીતાજીના મહીનાનો રાગ)**

અરે હાય ! કર્યો શો કોપ પ્રભુ ત્યાળુ થઇ;
મારા પ્રાણુપતી પ્રાણુનાથ લીધા તે કેમ લઇ;
હાય ! કીયા જન્મનાં પાપ આજે આવી ચડયાં;
તેને તજાવ્યા હઇયાના હાર અરેરે આવી નડયા.
હાય આવું એકાએક દુઃખ આવી પડયું મુજપરે;
આ મ્હેલ મને ખાવા ધાય અંગે અગ્ની ઝરે.

**લંપટસીંહ—**શું શરમાયે પ્રાણુ બની આમ અજાણુ;
કેમ ડરે થઇ સુજાણુ ? કરે કેમ હરખ હાણુ ?
આપુ પ્યારી પ્રેમ લ્હાણુ, પરણું તને પ્રમાણુ,
નેણુ જરી ધીરે નચાવ, ઉમંગ ધરી પાસે આવ.
મેળવવા પ્રીત તારી, કરી મેં મહેનત ભારી.

**તારા—**દુર દુર દુર દુર
દુઃખી તું ના કર, પાપી અહીંથી ટળ.
કરે ગમે તેવી કળ, પણ નહીં ફાવે છળ;
નાર તું પરાઇ માન, અગની ચિત્તા સમાન.
શીયળ શું ચુકું હુ ? મરૂં તોય થાય શું ?
ગમે તેમ થઇ જાય, ભલે મરૂં શીર જાય;
પણ ધાર્યું નહીં થાય, ખસ જા-જા-જા-ગમે.

**રૂપટસીંહ** તારા **અમરસીંહ** તારા

અરે પ્રેમી નાર, કર કંઈ વિચાર, પાતુ પ્યાલો પ્યારચુપ રહેને ચુપ;
ચુંબન દે તું ઝટ, દુર રહે શું શઠ, શાને કરે હઠ, ચુપ રહેને ચુપ;
કરે મુજ અપમાન, કેમ કરે હેરાન? માન કાંઇ માન, ચુપ રહેને ચુપ;
લે ઉતારૂ તોરે, જાણ્યું જાણ્યું જોર, નથી હું કઠોર, ચુપ રહેને ચુપ

**રત્નસીંહ**—ચલ જા, દુર થા, પાપી ઝટ નાશી જા;
નજરે જોઊં હું, દુખ આવું શું ?
જોઈ લેજે તું, હાથ હવે તું—ચલ જા.
ક્રુર તું થઇ ગમાર, પીડે આમ નીરાધાર,
હ વે ત ને છો ડું શું ?
જા દુર થા દુર પાપી તું, (૨) ચલ જા.

**(ક્ષત્રી કલંકનો રાગ.)**

જાણ્યો પ્રપંચ પાપી તારો પૂર–છોડું ન કદી છાલ તારોરે;
હવે ભરાઇ આવ્યું છે મારૂ ઉર, ઉતારૂં અભીમાન તારોરે.
મારી બ્હેનને બહુ દે છે દુખ, છોડું૦
તાત માર્યાં નીંદ્રાવશ બાળ મુખ. ઉતારૂં૦
હવે નીશ્ચે આવ્યો પાપી તારો કાળ– છોડું૦
ખોળી ખોળી આજે ખેંચી તાણું ખાલ– ઉતારૂં૦

**રાગ—ભરથરીનો.**

**કનકમંજરી**—અરેરે પ્રભુ હવે શું થશે ! પડસું દુખ અપારજી;
આ પાપીને કબજે પડયાં, બને બાળ આ વારજી;
દૈવ ગતિ આ શી થઇ ?

**તારા**—સમજું બહેનાં મારાં માતજી, રૂદન કરે શું થાયજી,
દુશ્મન દુ:ખ દે છે અતી, મન તેથી મુંઝાયજી;

ધીરજ ધરો મારી માતજી.

**રત્નસીંહ**—માતને બ્હેનનું દુખ આ, મુજથી ન ખમાયજી,
પ્રભુ આવી બંચાવજો, ધરશુ આપની સહાયજી;
ધીરજ ધરો મારી માતજી.

**કનકમંજરી**—પીતા તારા પરલોકમા, પડયા પ્રધાનો કેડજી,
કોણ રક્ષણ કરે આ સમે, ઉપજે અંતર ખેદજી;
દૈવ ગતી આ શી થઈ ?

**તારા**—સુખનો સુરજ આથમ્યો, આવી દુખની રાતજી;
તણાયાં તેની ઉંઘમાં, નહી બચવાની વાતજી;
ધીરજ ધરો મારી માતજી.

**રત્નસીંહ**—હાય ! પડયો હું કેદમાં નથી અવર ઈલાજજી,
જોવું પડે માત બ્હેનનું, દુઃખ તેથી થાય આજજી;
ધીરજ ધરો તમે માતજી.

**કનકમંજરી**—વેરી વિધાત્રી શું થયા, આવા માંડયા કાં લેખજી,
**તારા**—ટાળી કાંઇ ટળે નહીં, તેમાંની એક રેખજી;
**રત્નસીંહ**—ધીરજ ધરો વ્હાલી માતજી.

**કનકમંજરી**— ( સદા સંતોષ પાસ પીયુ—એ રાગ. )

ધરને દયા તું ભાઇ ધરને દયા;
આર નહીં અમતે ભાઇ ધરને દયા. ધરને૦
આપીએ પોશાક અને આ હીરાનો હાર,
વિચાર તારા મનમાં, માત લગાર,
જેશું નહીં અહીં અમે જાશું વન વાટ. ધરને૦

**રત્નસીંહ**—દુખ હારી કરે સહાય આરજ મારી;—ધ્રુવ૦

મુજને બાળક ધારી, લ્યોને આપ ઉગારી;
સુખકારી છો ભારી, સંકટ સંહારી. લાગુ૦
લા–ગું–દે–વા પ્રેમ કરીને હર્ષ ભરીને ઠામ કરીને.
આશ ધરીને પ્યારી કરો સ્હાય અરજ મારી.

નમું નીરંજન પાય પડીને,
દયા હીન લાવી શુર, પીડે અમને પાપી ક્રૂર;
બચાવ જગદાધાર આ વાર ચડીને. નમું૦
કપટે માર્યા મારા તાત, બ્હેન ઉપર કરે ઉતપાત,
કેદ કરી વ્હાલી માત, મારી પણ કરે ઘાત;
હાય ! થાય આ શી વાત
કૃપા કરી અરજ ધારી બચાવ કષ્ટ કરીને. નમું૦

કનકમંજરી—રત્નસીંહ— માઢ

પડયાં ફસાઇ હાય આવા ક્રૂર કાળથી;
આ હૃદય ફાડી જાય આવા ક્રૂર કાળથી. પડયાં૦
તાત મારી, બ્હેન પ્યારી, કરી એને કેદ;
વળી મારે છે અહીં મને; તેનો થાયે ખેદ. પડયાં૦
પાપીને પણ દિલ દયા નથી આવતી;
આપું પ્યારો પોશાક મારો બેદ ભાવથી. પડયાં૦

રત્નસીંહ—આવું જલ્દી ધીરજધારી, રહે માતા અહીંમારી ( ર )
વાઘ છલંગ તાકી રહ્યો, કરી આંખો લાલ,
મારૂં તેને ત્યાં જઇ, આવું ચાલી હાલ;
થવા બેઠીછે ખુવાંરી, માટે એનું ધ્યાન ધારી. આવું૦

કનકમંજરી—રે હાય ! હાય ! શું મને મૂકી અહીં જાઓ

અધીર વનમાંય હાય ! શી ગતી થશે ?
વાઘ સાથ બાથ બેઠા-શીદ તું ભરે ?
મુકને મમત પ્રાણુ, દુઃખ બહુ થશે ?
**રતનસીંહ**—હવે પ્રભુ થયો લાચાર.
બળતું અંતર દાખુ શું થાય દુઃખ અપાર હાય-હાય-હાય. હવે.
તાત મારા સ્વર્ગે ગયા, બ્હેની પડીછે કેદ;
દુઃખને દરીયે ડુબુ હું પ્રભુ શો છે તેનો ભેદ.
ગમ તેની પડતી નથી રે વિશ્વાધાર. હાય-હાય-હાય. હવે.
**કનકમંજરી**— **મારવાડી લાવણી.**
ઇશ આવું દુઃખ કયાં સુધી દેશો, કયારે આપ શરણુ લેશો;
વ્હાલો પુત્ર પડયો વિખુટો, નથી તેનો કંઇ સંદેશો. ઇશ.
એકલી અહીં અમુંઝાઉ, ગુન્હો એવો કરયો મેં શો. ઇશ.
**લંપટસીંહ**—હવે આપ રેઠાણુ, ચાલો યારો, હવે આપ રેઠાણુ;
વિમળપુરીસે આતે કનકસિંહ, બ્હોત કરેગા હેરાન. ચલો.
બડા બ્હાદુર બંકા વો હવે, પકડકર લેગા જાન, ચલો.
મજબુત બંધસે તારાકું કસી, લાનાં કરેગી તોફાન; ચલો.

**પ્રથમ અંક સમાપ્ત.**

---

**અંક ૨ જો.**

**કનકસીંહ**— **સોરઠો.**
વિમળા પુરીમાં વસંતારે, કનકસીંહ કીર્તી ગુણવંતા. ટેક.
વિરસીંહના વંશે પ્રગટયા, સીંહ સંગે મચંતારે. કનક.
સસરા તમારાનું ખુન કર્યુંછે, લંપટ વન વસંતારે. કનક.

તારા તમારી કેદ પડયા છે, આવજો વેગે ધસતા. કનક૦

કનકસીંહ— (ક્ષત્રી કુલકનો રાગ.)

અરે હવે કેમ વિલંબ થાય કનક કેમ બેશી રહે.
વાંચી પત્રીકા ચીંતા અતી થાય. કનક૦
નીચ લંપટ લુટારાની જાત. કનક૦
તેને કર્યો અરે શો ઉતપાત. કનક૦
પુરો કરી એ પાપીને લાવું નાર, કનક૦
ત્યારે અન્ન અહીંનુજ જમનાર. કનક૦
જે યોદ્ધા હોય શુરે મલમેસ્ત. કનક૦
સોંપો પ્યારા પીતા મારે હસ્ત. કનક૦

દાસીઓ— બરવો દાદરો.

બોલો જોધબા, બોલો જોધબા,
થાકયારે તોબા, થાકયારે તોબા; બોલો.
સમજુ છો ડાહ્યાં વિશેપ નિતીમાન,
હસવું તમારે મન જાય અમ જાન; બોલો.
આ જ સુજયું બેન તમને આશું તોફાન
હાર્યા હાર્યા હાર્યા અમે જીત્યાં સુજાણ. બોલો.

જોધબા— ઇંગરેજી.

પાપી કેદ કરી લઇ જાયે મને,
થરથર કંપુ આંવા વિકટ વને; પાપી
પગે પડી તારા કરૂં વિનતી.

લપટસીંહ—ચુપ! બક બકારો છોડ.

જોધબા—દયા તું દિલ દુષ્ટ લાવ જરી.

**લપટસીંહ**—છઠ માથુ નહીં [illegible]

**[illegible]**—હેલમાં ચોરા પીના થશે કળા હિમ,

માતા પીતાજી મેળવ્યાંને કરશે ખોળાં ખોળ.

**રત્નસીંહ**—( દરશન વીના અંખીયા તરસ રહી એ રાગ.)

હાય ? હાય મારી ક્યાં ગઈ,
મા ક્યાં ગઈ, નથી તેતો અહીં; હાય૦
વાઘની પુંઠે ગયો મારવા,
એટલામાં શું ગેબ થઇ. હાય૦
ધીરદેનારી, પ્રાણથી વ્હાલી
રહીશ હવે હું ક્યારે જઇ.. હાય૦

**કનકમંજરી**— આશાવરી.

પુત્ર માહારા ક્યાં હશેરે તું પ્રાણથી પ્યારા,
વન મહી તારૂં થશેરે શું પ્રાણથી પ્યારા. પુત્ર.
લાડવાયા લાલ મારા, ખોળું તેને વન.
નથી પડતું નજરે કોઇ, જતું પ્રાણી જંન.

**રત્નસીંહ**—

ચાલો માતુ ઇશ્વરે મેળવ્યાં, મહેર કરીને અપાર;
લઇયે વિશ્રાંતી વડતળે, પોલો છે જે ઘટાદાર.

**અંક બીજો સમાપ્ત.**

---

## અંક ૩ જો.

**લંપટસીંહ**—(ગીરધારીરે વાત કહું તે વીચારો. એ રાગ.)

રંગીલીરે, હવે શોક તજી દે. પ્રાણ પતી ઝટ મુખે કે,
હસી વસીરે, સુખે મુજ સંગેરે, જે જોઇએ માગીલે.

**ઝુલ**—આ તન મન ધન છે તારૂંરે! વાવરતા નથી વઢનારૂં રે
માટે માની કહ્યું મારૂંરે ખુશીથી રે, પ્યારી એક ચુંબીદે. પ્રાણપતી

**તારા**—આઘો જાનેરે, વળગ નહી પાપી તું નથી શરમ તને આવતીશું
અબળાનેરે, ફોકટ દુખી કરે શું ? ફટ તારી જાતને છે શું.

**ઝુલ**—નથી લાજ જેના મનમાંરે, તે વગોવાયે જનમાંરે,
પડી ધુળ તેના તનમાંરે, ધિક બોલે છે આ તે શું નથી.

**લંપટસીંહ**—એસ જાણ્યું રે ડાહાંપણ સર્વે તારૂ માનતી નથી કહ્યું મારૂં
ત્યારે જોજેરે થાય હવે તે તારૂં તારૂં જોર તોર ઉતારૂં;

**ઝુલ**—ઉંચે ઝાડે ટાંગી તનેરે, મરાંવુ સીપાઇ કનેરે,
ત્યારે થશે વશ મનેરે, તે પેહેલાંરે મુરખી તું માનીદે. પ્રાણ.

**તારા**—હજુ પાપીરે, વદજે વેણ વીચારી; નહિતો ખુવારી તારી
થશે નકીરે, અંતે અતી દુઃખકારી, ત્યારે આવશે સમજ સારી.

**ઝુલ**—તું કહેછે કોને પ્યારી રે, કાપી નાંખીશ જીભજ તારીરે,
નથી જોઈ આ કટારી રે, માટે સમરીલે પ્રભુને પાપી તું નથી.

**લંપટસીંહ**—( જોધબાને )

કેમ તારારે, મરજી શીછે કે'ને, જેમ કેદ કરી નેં એને;
તેમ બાંધીરે, મારીશ સાથે એને, નહી છોડું કદી એકને,

**ઝુલ**—તુંતો દીસે છે ડાહીરે, એને તો કરી મુરખાઇરે;
ત્યારે કેવી કેદી થાઈરે, માટે સમજી તું મુજને પતી કેને. નહીં.

જોધબા—કે સુખેરે, જીવ અમારો પાપી, નથી બીતાં અએ તથાપી;
શીર ગયેરે; સત્ય ન જાય કદાપી, રેહેશે કીરતી તેવી વ્યાપી.
ઝુલ—પતીવૃત ધર્મ અમારોરે, નથી કદી વ્યર્થ થનારોરે
થશે બેલી પ્રભુ અમારોરે, પણ તું તોરે, લેને જીવ આ પાપી નથી

લંપટસીંહ— કેરબો.

માનો માનો મુરખીઓ હજી કંઈ માનોરે,
કંઇ માનોરે હજી કંઇ માનોરે, માનો,
સમજુ થઇને હઠ કરીને શીદ ખુઓછો પ્રાણ,
પ્રીય પતી કહોને મુજને...............

તારાને જોધબા—...........લે લે—અમારા જાન.
સ્વર્ગ થકી વિમાન આવ્યુ છે, જો લેવાને પેલું;
ઝટ ઝટકો માર તું પાપી..............................

લંપટસીંહ--.........શું બોલો છો ગેલું; માનો

બંને—પાપી પ્રાણી તું શું દેખે, કયાં છે તારૂં ભાન,
જલ્દી જલ્દી માર અમોને.....................

લંપટસીંહ—...........સમરી લ્યો ભગવાન માનો.

તારા—ને—જોધબા—ઈશ્વર સ્તુતિ.

સ્હાય આઓ, વેગે ધાઓ, પ્રભુ મારો બચાવો જાન,
આ ક્રૂર પાપી, નાંખે કાપી જાણે એવું ન અંતાનં,
ધરમિને ઘેર ધાડ આવે છે, એ કહેવત સાચી જગમાં;
અમારૂં પણ એમ થયું છે; નથી હાલ કોઇ વગમાં;
મોક્ષ આપજો માગીએ અમે કષ્ટ કાપજો, પ્રભુજી તમે;

અકળ આપછો, દિવ્ય આપ છો, દયા અંતર લાવો;
પ્રભુ અમારી કોઇ કાંન. સ્હાયે.

**કનકસિંહ--** **ગીતિ.**

કરૂણામય સ્વર આ શો ! નકકી અહીંયાં ખુન કોઇનું થાય;
અજબ ગજબ આ તે શું ? ખરે જોધબા કેરો સ્વર સંભળાય !
હાય હાય જ્યાં સુધી, હું આવું ત્યાં સુધી ઇશ બચાવ;
શુરા હે સાંમતો, પુંઠે મારી આવે ફરી જંમાત;
સબુર સબુર ઓ પાપી સબુર, મુજ દેખતાં તુ કને છે શું કૂર;
હવે જોઇ લે દુષ્ટ તારી મજા, આપું ઘોર કૃત્યની તને હું સજા.

**લંપટસીંહ** **( ક્ષત્રી કલંકનો રાગ )**

અલ્યા આ શું બતાવે તોર, માંખીની પેઠે મસળી નાંખુરે.
જોયું જોયું રાખ્ય તારૂં જોર માંખીની પેઠે મસળી નાખુરે,
બહુ બડાઇમાં નહીં બાંધે સાર માંખીની.
એક પળમાં પોહોચાડું જમ દ્વાર માંખીની.
તારી તરવારરે તુરીયાં કાપ માંખીની
આતો સમજજે ખરો ઝેરી સાપ. માંખીની.
પાપી પાપી કરી કરે અપમાન, માંખીની.
છોડ છોડને તારો ગુમાન. માંખીની.
હોય હીમ્મતતો મારી સામો આવ્ય, માંખીની.
નહીં તો ગેર જઇ ધાણી ચણ્યા આવ્યા. માંખીની.

**કનકસિંહ**—મીથ્યા અભીમાની મારી તને ઠેર કનક કેમ બેશી રહેરે
આવો જોઇ તારો કાળો કેર. કનક કેમ બેશી રહેને,
આ અબળાઓ બચાવી આ વાર, કનક૦

તેને માટે આ પ્રાણ તૈયાર, કનક૦
ક્ષત્રી બાળાઓનું થતું જોઇ ખુન. કનક૦
પ્રાણ આપવામાં ઘણું પુન્ય. કનક૦
કદી છાડું નહી પાપી તારો છાલ, કનક૦
હવે નજીક આવ્યો છે કાળ. કનક૦
હે વિશ્વાધાર વંદુ પડી પાય; કનક૦
આવા સમયે કરજો મારી સ્હાય. કનક૦

**કનકસિંહ**—મને બચાવ્યો આ વાર, અગણીત કરી ઉપકાર;
તેનો વાળુ શો આભાર, હે રાજ, આ તાજ;
પેહેરાવું આણી વ્હાલ તમોને લાલ.
હર્ષ ધરી અપાર; મને૦

**રત્નસિંહ**—શરમાવો છો આમ શું? હે રાણા શુરવીર;
નીહાળી આ નેત્રથી વહે હર્ષનાં નીર;
નીર આવે મન ધીર હું છુ તાબેદાર,

**સર્વે** [ પ્રભુ મ્હેર કરો અમ ઉપર. એ રાહ. ]

ધન્ય દીન આજે થયો છે જય !
પતીવ્રત તણો જય ! જય જય !
કનકસીંહ અને તારા આનંદમય,
પ્રભુ પ્રતાપે સર્વે પામ્યાં વીજય. ધન્ય.
દુષ્ટ દંડા અને થવાં નીરભય;
આનંદે આજ મળ્યાં જય ! જય ! જય ! ધન્ય.

**વીરસિંહ**—પ્યારા પુત્ર તુજને નીરખુ પ્રીતથી,

આવીયો વીજય કરીને કુળ રીતથી;
રાજ તાજ પહેરાવું હું ઉમંગથી,
કરજે સુકાજ સદા શુભ સંગથી;
રણ મહીં રમજે થઇને વીરમય
નામ મારૂં રાખજે નીપુર્ણ જય મય.

**વારાંગનાઓ**—વાહ ! વાહ ! કનકસીંહ માહારાજારે
પીતા તણીરે પાટે બીરાજયારે. વાહ !
જીતા શત્રુઓને સંહારીરે, સ્વકુળની શોભા બધારીરે,
લાવ્યા બગાની લાખેણી નારીરે, વાહ !
રૂડી કાન્તી અતીશય છાજેરે દેખી મોહરાય પણ લાજેરે
જેની નોબત કીરતાની ગાજેરે, વાહ !
નર નારીએ નેહે વધાવ્યારે, રંગ રાગથી મચાવ્યારે;
જય ! વિજય ! ઘોષ લગાવ્યા રે. વાહ !



# રામ ગીતા.

આ નામનો મુળ સહિત ગુજરાતી ટીકા સહિતનો ગ્રંથ અ-મારા તરફથી બહાર પડેલો છે. તેમાં મહાત્મા રામચંદ્રજીએ લક્ષ્મ-ણજીને ઉપદેશ કરેલો તેનું વૃતાંત આપેલું છે.

# પાંડવ ગીતા.

આ ગ્રંથમાં પાંડવોએ શ્રીકૃષ્ણ પરમાત્માની સ્તુતી કરી છે. મુળ સહિત ગુજરાતી ભાષાંતર.

# રમણ અને તારા.

રૂ. ૧—૮—૦ રૂપીઆ દોઢ.

આ નામની એક સંસારી નવલ કથા જેની અંદર નેકી, શુદ્ધપ્રેમનો આબેહુબ ચિતાર આપવા આવી લોભ અને સ્વાર્થ બુ-દ્ધિથી આવી પડતી આફતોનુ વર્ણન આપવામા આવ્યું છે. તેમજ ભાવિ પ્રમાણે ચડતી પડતી આવે છે. વીગેરે બાબતનું વર્ણન કરી ગૃહસ્થને ઉપયોગી ગ્રથ બનાવવામાં આવેલો છે. આ એક ઉત્તમ પ્રકારનું નોવેલ છે.

# કમળાગૌરી અને પ્રલ્હાદ.

રૂ. ૦—૧૨—૦ બાર આના.

આ નામની એક રસીલી વાર્તાની ચોપડી છે, જેમાં માબાપો

તરશ્તી યોગ્ય પતિ પત્નિનું જોડું શોધી કહાડી પરણાવવાનો રીવાજ નથી તેથી થતાં દુઃખનું વિવેચન કર્યું છે.

# જસુરામકૃત રાજનીતિ.

કે જે દેવનાગરી ભાષામાં પદ્ય બંધ હોવાથી તેનું ગુજરાતી ભાષાંતર જેમાં રાજનીતિનું ઘણુંજ સરસ બયાન કરવામાં આવ્યું છે સુપરરોયલ સોળ પેજી પૃષ્ટ ૧૧૨ છતાં કિંમત રૂ. ૦—૬—૦

# શ્રીભગવદ્ગીતા પંચરત્ન.

શ્રીમદ્ ભગવદ્ગીતા કે જે વેદાંતના ગ્રન્થો પૈકી સર્વોતમ ગ્રન્થ છે " ગીતા સમાન્ જ્ઞાન નથી " એમ જે કહેવત છે એમાં જરા પણ ખોટું નથી. આ પુસ્તકનું ભાષાન્તર શુધ-સરળ ગુજરાતી ભાષામાં એક અનુભવી લેખકના હાથથી લખાવી તૈયાર કરાવેલ છે. મહાભારત જે ઇતિહાસોનો સાગર છે તે પૈકી **ગીતા, વિષ્ણુ સહસ્ત્ર નામ, અનુસ્મૃતિ, ગજેંદ્ર મોક્ષ અને ભીષ્મ સ્તવરાજ.** એ પાંચે રત્નોનું ભાષાન્તર તૈયાર કરાવી છપાઇ ગએલ છે. માટે દરેક વૈશ્નવી સંપ્રદાયના લોકો તથા વેદાંત જેવા સર્વોતમ વિષયનો સંવાદ લેનારા જીજ્ઞાસુઓને આ પુસ્તક ખરીદવા અમારી ખાસ ભલામણ છે. આજ પર્યંત જે જે ગુજરાતી ટીકાઓ ગીતાની થયેલી છે. તે કરતાં ચઢતી દર્શાવામાં આવી છે. એટલું અમે ખાત્રીથી કહીએ છિએ કે. જે બાબત આમાં છે તેવી બીજામાં નથી. માટે આવી અમુલ્ય તકનો લાભ લેવા ચુકવું નહી, સુજ્ઞેષુ કિં બહુના. કિ. રૂ. ૧—૦—૦ ટ. ખ. ૦—૩—૦

# બીરબલ અને બાદશાહ.

## ની અપૂર્વ ગમ્મત સાથે જ્ઞાન આપનારી વ

# ભાગ ૧—૧૨ સુધા.

પ્રત્યેક ભાગની કિ.—૧ આનો. ૮૦ ખ૦ અર્ધો ૨
સુબોધનો સાગર. ચતુરાઇની ચોરસ, હાસ્યરસનો હે
તની ગુલાબદાની, વાક્ય વિનોદનું વિલાસસ્થાન, વાચન કા
રવાનું વાચન ગૃહ અને શિક્ષા સંપાદન કરાવનાર શિક્ષક
ઓનો ભંડાર કે જેમાની દરેક વાર્ત્તા શોખીલાઓને આ
નંદ, રસિકતા, પ્રેમીજનોને પ્રેમાનંદ, ઉદારજનોને આલ્હલા
જનોને શાંતિ અને ગમાર લોકોને વખતો વખત ગમ્મત સાથે
જ્ઞાન આપનાર છે. જેનું અલંકારિક સહેલી અને સરલ ભાષામાં રસિક
લેખકના હાથથી લખાન કરાવી વિશેષ લોભ ન રાખતાં માત્ર વાચન
શોખ વધવાના અને દરેક વર્ગના મનુષ્યો સહેલાઇથી ખરીદી શકે તેવા
હેતુથી તે વાર્તાઓના ન્હાના ન્હાના ભાગ પાડી બહુજ ટુંકી કીંમત
રાખેલ છે માટે વ્હેલા વ્હેલા ખરીદો, વાંચો, વિચારો અને આનંદરસ
લઇ પુનઃ ખરીદવા તમારા મિત્રોને આગ્રહ સહિત ભલામણ કરો

# જગદેવપરમાર (વિરમતી.)

કિમ્મત ૬ આના. ૮૦ ખ૦ ૧॥ આનો.

આ ગ્રંથમાં યશસ્વિ ક્ષત્રિ પુત્ર જગદેવ તથા તેની પત્નિ વિ
રમતીનું વિવેચન આપવામાં આવ્યું છે. સુરવીર જગદેવનું પરા
અને તેની નીતિનો આબેહુબ ચિતાર છે. તેમજ વીરમતી જેવી સ્ત્ર
ીને અતિ દુઃખ પડેલું છતાં તેણે પોતાનો ધર્મ છોડ્યો નહી.
આખ્યાન અતિ અસરકારક રીતે દર્શાવલું છે.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

**ત્રણ દરવાજા—અમદાવાદ.**